૨૦૦૦

# સુધારા સુબોધ

—o—

બેગાળીની ગુણગ્રાહક સભાને માટે

રચનાર તથા છપાની પ્રસિદ્ધ કરનાર

**અમરચંદ બેચાન.**

આવૃતિ પેહલી.

**અમદાવાદ મધ્યે.**

ત્રણ દરવાજા નજીક સરૈયા સાંકળચંદ હરીભાઇના

મકાનમાં અમદાવાદ સત્યોદય પ્રેસમાં

**મગનલાલ મનશુખરામે છાપી.**

સંવત ૧૯૪૦ સન ૧૮૮૪. કાપીરાઇટ.

**કિંમત ચાર આના.**

૨૦૦૦

# સુધારા સુબોધ.

મગનભાઈની ગુણગ્રાહક સભાને માટે

રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર

**અમરચંદ ભવાન.**

**શ્લોક.**

**परोपकाराय फलंतिवृक्षा**
**परोपकाराय वहंति नद्यः**
**परोपकाराय दुहंति गावः**
**परोपकारार्थं सद् पूप जन्म; १**

આવૃતિ પેહેલી.

**અમદાવાદ મધ્યે.**

ત્રણ દરવાજા નજીક સરૈયા સાંકળચંદ હરીભાઈના
મકાનમાં અમદાવાદ " સત્યોદય પ્રેસ " માં

**મગનલાલ મનશુખરામે છાપી.**

સંવત ૧૯૪૦ સન ૧૮૮૪.

કોપીરાઈટ.

**કિંમત ચાર આના.**

# પ્રસ્તાવના.

હાલમાં આપણો દેશ દીનદીન પ્રતે ઘણી પડતી દી-
શામાં આવતો જાય છે પડતી દીશામાં થવાનું મુખ્ય કાર-
ણ એ છે જે એકતો વિદ્યાહિન અને બીજો હુનરહિન તથા
કુસંપ એ ત્રણ મોટા અવગુણ છે. આગળના બખતમાં
આપણા દેશમાં ઘણું દ્રવ્ય હતું એવું જુના ઇતિહાસો ઉ-
પરથી માલમ પડે છે પણ તે ધનવંત થવાનું કારણ એ
છે જે લોકો ઘણા ઉદમી અને તેને ધનવાન ઘણી મદદ
કરતા હતા, તેમજ રાજાઓ પણ ઘણા સમજુ અને ભણે
લા હતા જોકે શ્રીહર્ષ નામના રાજા થઇ ગયા. તેમણે નૈષધ
ચરિત અને રત્નાવળી એવા નામના ગ્રંથ રચ્યા છે, તેમ પ્ર
તાપસિંહજી નામના રાજા થયા તેણે "વ્યંગાર્થકૌમોદી" નામનો
ગ્રંથ રચ્યો છે, મેવાડના રાજાએ "અમૃતસાગર" નામનો ગ્રં
થ બનાવ્યો છે અમરસીંહજી નામના રાજાએ "અમરકોશ"
નામનો ગ્રંથ રચ્યો છે, વળી વીક્રમ અને ભોજ કેવા વિદ્વાન
અને પ્રાક્રમી થયા છે, અને રાજકોટના રાજા મેહેરામણજીએ
"પ્રવિણસાગર" નામનો ગ્રંથ રચ્યો છે, હવે આપણે ખરેખર
જરા વિચાર કરીશું તો જાણવામાં આવશે કે જ્યારે એવા
વિદ્વાન રાજા હશે તે વખતમાં તેની પ્રજા કેવા સુખમાં હશે
તે તેઓના ઇતિહાસ ઉપરથી જોવામાં આવશે.

પ્રાચીનકાળમાં જોઇશું તો પાંડવો વિગરે રામ અને કૃ
ષ્ણ કેવા હુશિયાર થયા છે; તેઓ યુદ્ધમાંતો શું પણ વિ-
દ્યા અને કળા કુશળતામાં પણ ઘણા હુશીયાર થયા છે.
રાવણ મહા પ્રતાપી અને અભિમાની રાજા થયો રાવણ

તેણે વિદ્યા અભ્યાસ કરી મહા વિદ્વાન થઈને "વેદ" ના પણ ધન, પદ, અને જટા. એના ત્રણ ભાગ કરી નાંખ્યા અને બ્રહ્માદિ મોટા ઋષિઓને પણ પોતાના વિદ્વાનપણા થી વશ કરેલા હતા. અને રામના રાજ્યમાં રૈયત ઘણી સુખમાં હતી તેથી રામના રાજની લોકોમાં કહેવત ચાલે છે.

હાલના વખતમાં હરેક માણસ પાસે થોડા પૈસા થયા એટલે તે વિદ્વાનપણાની કે વિવેકની કે હુન્નર કરી ધંધો કરવાની દરકાર રાખતો નથી, તે પોતાનું કામ પણ બીજાથી બજાવે છે આગળના વખતમાં જુઓ કે જૈનના એક ગ્રંથમાં એવું લખ્યું છે કે, રાજગરી નગરીમાં સારણીકનામે રાજા રાજ કરતો હતો તેને એક લાખ કરતાં પણ વધારે ગામ હતાં તોપણ રાજનો વહિવટ "અભેકુમાર" નામે તેનો પાટવી પુત્ર ચલાવતો હતો અને તે કળાકુશળતામાં ઘણો બાહાદુર હતો.

માટે વિદ્યા સર્વ ઠેકાણે પુજાય છે, વિદ્યાથી હુન્નર શીખાય છે અને હુન્નરથી ધનની પ્રાપ્તી થાય છે.

## શ્લોક.

विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्न गुप्तधनं
विद्या भोग कारि यशः सुख करी विद्या गुरूणा गुरू
विद्या बंधुजनो विदेशगमनो विद्या परा देवता
विद्याराजसुपूजितानतधनं विद्या विहिनः पशुः

અર્થ.—વિદ્યાજ નરનું રૂપ છે; એજ ગુપ્ત ધન છે, એજ વૈભવ વિલાસ, યસ તથા સુખ આપે છે; વિદ્યા શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ છે; વિદેશમાં જતાં વિદ્યા બંધુ છે; વિદ્યાજ પરમ દેવ છે; વિદ્યા રાજમાં પુજાય છે, ધન પુજાતું નથી; માટે વિદ્યાહિન પુરૂષ પશુ છે.

## श्लोक.

मनोरहर्यं नचरामहार्यं नभातभा यत्व भारकारि
व्यये कृते वर्धत एव नीत्यं विद्या धनं सर्व धनं प्राधानम्
विद्या त्वंच नृप त्वचं नैव तुल्य कदाचन
स्वदेशे पुज्यते राजा विद्वान सर्वत्र पुज्यते
विद्या ददाति विनयं विनया याति पात्रताम
पात्रत्वतु धनसमाप्तिर्धनात्तधर्मं ततः सुखम्
प्रथमे नार्जिता विद्या द्वितीये नार्जितं धनं
तृतीये नार्जिता कीर्ति चतुर्थे किं करिष्यति.

પણ હાલના ધનવાન પુરૂષો તો એવું ધારી બેઠા છે કે; ફક્ત ધનમાંજ તમામ સુખ છે; તેઓ કોઇની પરવા રાખતા નથી; કદી તેઓ ભણે છે તો નોકરી મેળવવાની ધારણા રાખે છે; પણ ભણીને કોઇ હુનર ઉત્પન્ન કરવો કે જેઓ હુન્નરી હોય તેઓને ઉદ્યમે ચઢાવવા એ વાત તો સુદલે તેના સ્વપ્નામાં પણ નથી હોતી ત્યારે બીચારા ગરીબ લોકોને શું કરવું; તેઓ હુશીયાર થાય તો

પણ ધન વિના તેનું સુરત કાંઇ કામ આવતું નથી; જે મકે.—

## દોહરો.

" કુવા કેરી છાંયડી કુવા માંહિ સમાય, "
" મનોરથો નિરધન તણા એળે વેળે જાય. "

વળી સુધારો કરવો તે મુખ્ય રાજાનું અને મોટા પૈસાદાર લોકોનું કામ છે; આપણા દેશમાં પ્રથમતો રાજા એ પોતાના વિચાર સુધારવા જોઇએ અને તેઓની પાસે પ્રધાન પણ સુધરેલા જોઇએ; કે જેથી કરી રાજાઓના વિચાર સદા સુધરેલા રેહે; અને ધનવાન પુરૂષોએ પણ એક મત્તો કરીને એક કંપની કાઢવી જોઇયે તેમા સ્વદેશના સુધરેલા અને હુનરી પુરૂષોને દાખલ કરવા જોઇયે એ ઉપરની બાબત બને એટલે બીજી રૈયતને સુધરેલું કાંઇ કઠણ નથી; કહેવત છે કે "યથા રાજા તથા પ્રજા" હાલના જમાનામાં દરેક શેહેરમાં એકેક સુધારાનો બોધક નીમવો જોઇયે; તેઓ શાહુકારોના મનને અસર કરે તેવાં ભાષણ દર અઠવાડીએ કરે અને તે ઉપરથી શાહુકારો હુનરી પુરૂષોને મદદ કરે અને તેઓ પરદેશથી નવીન તરેહના સંચા લાવી દેશમાં ઉદ્યમ માટે એકેક નહી તો પાંચ સાત શાહુકારોએ મળીને એક કામ કરવું કે જેથી એક સખસને બહુ રકમ ભરવી ના પડે.

હરકોઇ કામમાં એક વખત સારી મદદ મળે તો હુસન તે કામ સુધારવાની હોંશ રહે છે; પણ પેહેલા વખતજ મદદ મળે નહી તો પછી તે વધારવાની આશા

કેમ રહે; હીંદુ તથા મુસલમાનોના જુના ગ્રંથોમાં કહ્યું છે કે આ અવની (પૃથ્વી) માં અવતાર ધારણ કરીને જે પુરૂષોએ પરોપકાર કરીને કાંઇપણ નામ રાખ્યું નહીતો આ દુનીયામાં ફોકટ ફેરો થયો એમ કહે છે; અને જેઓ એ પરોપકાર કરી સદ્‌ગુણો ગૃહી, નામ રાખ્યાં તેઓ આ દુનીયાંમાંથી અસ્ત થયા સમજવું નહી, તે ઉપર શામળભટ કહે છે કે:—

## દોહરા.

કર્ણ યુધિષ્ઠર દિલિપ વળિ, દશરથને શ્રીરામ;
મુવા નથી છે જીવતા, જો છે જગમાં નામ. ૧
જશ જીતીને જન મુવા, જુગ જુગ જીવ્યા પ્રમાણ.
અપજશ લૈ જીવ્યા અધિક, નર તે મૃત્યુ નિર્વાણ. ૨
ધન જોબન છે કારમાં, જેમ આવે ત્યમ જાય;
જેના જગમાં જશ રહ્યા, ધનધન તેની માય. ૩
મુરખ જર વ્હાલો કરે, જશવંતા જશ ચ્હાય;
જરતો રાંડ સ્વભાવ છે જશતો રાયાં રાય. ૪
જશ આગળ જર કિંકરો, જર જશ થકી મળંત;
જશતો અમૃત ખાણ છે, કવિ કોવિંદ કહંત. ૫
જરને બહુ જન ચ્હાય છે, વિરલા જશ ચાહંત;
જીવ જાય છે જર થકી જશથી જીવ રહંત.. ૬
નાણું કોનું નવ રહે, રહે એકજ નામ;
નાણું નામ રાખી શકે કરવું એવું કામ. ૭
દાટ્યા તે દેહવટ ગયા, રાખ્યા ત્યાં થઇ રાખ;
ખરચ્યા તેની ખુબી થઇ, થયા એકના લાખ. ૮

લક્ષ્મિ સંચી લોભીયા, ધન સંખ્યા ધરિ ટેક;
જરૂર ગયા જમ્મારતા, કોડિ ન લે ગયા એક. ૯
પાંચ અબજ પુરા હતા, જેની ગાંઠે રોક;
તે મૃત્યુથી નવ ઉગર્યા, ફજેતી પામ્યા ફોક. ૧૦
ભોજને જર ભાવ્યો નહી, આપ્યો તે કરી આથ;
હજારધણો હેતે થયો ગયો લઇ નીજ સાથ. ૧૧

માટે પ્રિયબંધુ આર્ય જનો લોકોના હિતને અર્થે જે ખર્ચ કરવું પડે તે તન મન અને ધનથી કરવું આપણા પુર્વજો કેવી આબરૂ મેળવી ગયા છે તે કાંઇ આપણીપેઠે આળસુ અને નિર્દયપણાથી પામ્યા એમ જણાતું નથી.

# સુધારા સુબોધ.

## મંગળાચરણ.

જય જય જય જગપતિ સદા, અક્ષય સદન નિવાસ;
કરવા ભાષણ પુર્ણ આ, રાખું તહારી આશ.

## છંદ ભુજંગી.

નમું ઇશ્વરા વિશ્વના નાથ તને,
સદા સદ્ય સુબુદ્ધિ આપેજ મુને;
અહો નીશ ઉરે ન વિસારી નાંખું,
ભલું થાય દેશી તણું એજ ભાખું. ૧
છતે અલ્પ બુદ્ધિ કરું છું જ મોટું (કામ)
દિસે તુજ કૃપા થકી સર્વ છોટું;
ન એકે નડે હોય જો દોશ લાખું,
ભલું થાય દેશી તણું એજ ભાખું. ૨
અગમ્ પંથ છે વિશ્વના કંથ તારો,
કરો મ્હેર આ દીનને તો ઉગારો;
મળે જેમ હીરો દીસે લોહ ઝાંખું,
ભલું થાય દેશી તણું એજ ભાખું.
સુધારા કને છે કુધારોજ કેમો,
દીપે રાયની આગળે રંક જેમો;
કરો મ્હેર વાધે સુધારાની સાખું,
ભલું થાય દેશી તણું એજ ભાખું. ૪

## સરસ્વતી સ્તુતી દોહરા.

ગીરા ગીરા આપજે, સદા થઇ ઉદાર;
વિઘ્ન એક નડે નહીં, વંદન વારંવાર. ૬
વ્યાસે જે વાણિ રચી, તેની તું દાતાર,
બ્રહ્મા જેવાએ વળી, લીધો તુજ આધાર. ૭
સેષપાર સારદ તણો, લહિ શકે નહિ લેશ;
તે માટે કહું તુજને, શક્તિ મુજને દેશ. ૮
મંત્ર જંત્ર જાદુ વળી, છે તેવાં દેખાય;
કથવા વાણી તેહવી, સમરૂ તુજને માય. ૯
શાસ્ત્ર સુકીસુ મુકીને, અહીંયાં આવળે માર્ગ;
મુજ અલ્પ મતિયે કહું, વાણી તે જથાર્થ. ૧૦
સુધારા સુબોધની, નામે રચેલો ગ્રંથ;
આર્ય જનો અતિ સ્નેહથી, ચાલે તેવે પંથ. ૧૧
વરતે સૂધારા થકી, કુધારો કરી દુર;
એવાને પાયે નમું હર્ષ ધરીને ઉર. ૧૨
ઉન્નતી કરવા દેશની, ખરચે છે જે દામ;
એવા નરના ચરણમાં, પ્રેમે કરૂં પ્રણામ. ૧૩
તોડી બેડી વ્હેમની, રહેમ વસે છે ચક્ષ;
દિન દિન અવનીપર વધે, એવા પુરુષ દક્ષ. ૧૪
એવા સજ્જન સર્વની, મુજપર હોયે મ્હેર;
સુધારા સુબોધની, થાયે પુરી લેહેર. ૧૫
પુરણ બ્રહ્મને પ્રણમી, માગુ એક ઉપાય;
સુધરે જન આ દેશના એવું કર જગરાય. ૧૬

## ભુજંગીછંદ.

અરે સજ્જનો સાંભળો વાત સાચી;
સદા વાત બીજી રહયા કેમ રાચી;
ન બેશી રહો કર્મ કેરે ભરૂંસે,
કરો કીરતી મોત માંથે ખરૂં છે. ૧૭
દિસે જેહની ગાંઠમાં દ્રવ્ય ઝાઝું,
ગણી આપ કેરૂં કર્યૂ ગેહ સાજુ;
અરે દ્રવ્ય તો ગુમડાનું પરૂ છે,
કરો કીરતી મોત માંથે ખરૂં છે. ૧૮
જુઓ નંદ રાજા ઘણો દ્રવ્યપત્તિ,
નહીં જાણતો ક્યાં વસે છે વિપત્તિ;
ગયું દ્રવ્ય તેતો કિયાં વિચર્યૂ છે
કરો કીવતી મોત માંથે ખરૂં છે. ૧૯
ઘણા રાય શેઠો થયા ભાગ્યશાળી,
રહી કિરતી તે જુઓને સંભાળી;
કરી કીરતી વાવર્યું તે ખરૂં છે,
કરો કીરતી મોત માંથે ખરૂં છે. ૨૦
નહીં વાપરો હોય દાટેલ ઝાઝું,
કરી કીરતી દ્રવ્ય તેનુંજ તાજું;
થઈ કીરતી મોક્ષ કેરૂં ઘરૂં છે,
કરો કીરતી મોત માંથે ખરૂ છે. ૨૧
વિવેકી તમે સૌ નહેતો વિચારો,
ઘણા ભાયકીના લિયો છો પગારો;
થયો દેશ ખાલી જુવો આંખ ખોલી,
નિંદાશો તમો ડાપણોનીજ ટોળી. ૨૨

## છંદ વનજારા છંદ.

સીપા નસીખ્યો તો કશી નવાઇજ લાયકી આવીનો લિપી ઘણીછે,
ચાતુર જો નથયો તો નક્કીકર ચોખ્ખાઇ જો સુવિચાર તણીછે
દોલતની દિલગીરી કશી નહી જો દિલ ઉદારતાજ ભણી છે
અમરચંદ કહે આભા ભલે નહી હુન્નર શોભા હજાર ઘણીઃ

## કવિ લઘુતાઈ

ઉદધી ઉછળતો એક પાસજ છીલ્લર નીર તલાજ કશું છે
સુરજ સારૂ જણાય જહાં વળિ એક દિપકનું તેજજ શું છે
અંચળ થાન પડયા ગઢ લાજહીં દોરિ દિશે કશી એકતસુછે
અમરચંદ કે એમ મતી મુજ મહાન પંડિત પાસ પશુછે.

## દોહરા.

સાધારણ માણુસ સહુ, દુર તજીને ક્રોધ;
સુણજો સરવે સ્નેહથી, દેશ તણો હિત બોધ. ૨૫
લાયક જન સૌ લક્ષ ઘો, અંતરથી કરી સોધ;
ભાખું ભાષણુ આ સમે, સુધારા સુબોધ. ૨૬

## છંદ-હરિજનરા છંદ.

દેશિ જનો નિજ દેશ જુઓ હરરોજ દિશે દુખમાંહી વધારો.
અંતર પીડ અરે નથી આવતી દુખી થશો નીજ એજ વિચારો
આજ થયાં જન દુર્બળ દુખીજ કાલ સવાર સમે નિજ વારો
એક મત્તા મળી દેશી જનો સહુ સોધિ કરો કર સુખ કીનારો
ઉદ્યમહીન સ્વદેશિ થયા બહુ એ દિલગીરીની વાતજ મોટી,
ધીરજ ને ધનવંત તણે મન એજ બાહાલત લાગીજ ખોટી;
હુન્નરે નાશ થયો નીજ દેશથિ દેશ બીજે વધ આયજ આયા,

મળવના તદબીર કરો જન હામ ધરો ધનની ધન રાયા. ૨૮

## હરીગીત છંદની ચાલ.

હરવા દુખો દેશિ તણાં હિમત હૈયે ધારજો,
સ્વદેશી સૌ ભેળા થઇ એ વાતતો વિચારજો;
દે હુન્નરીને દામ કરો કામ એ સુખનું સદા,
ધરો દીલમાં હુન્નર વીત ટળશે આપદા.

## દોહરા.

દિન દિન આ દેશી જનો, દુખમાં સૌ દેખાય;
ઘટી ગયો ઉદ્યમ ઘણો, કારણ એજ કળાય. ૩૦
ઉદ્યમ ગત આ દેશથી; તેનું કારણ એક;
વેપાર વધ્યો યુરોપથિ, અવર ન કાંઇ વિવેક;
એ લોકો બહુ ઉદ્યમી, કરે હુન્નરના સોધ;
હિંદુ જન એ વાતમાં, કશો ન જાણે બોધ. ૩૨
હિંદુમાં હિમત નહીં, પડયા ઊંઘની માંય;
સુસ્ત થયા કારીગરો, શ્રીમંત કરે નસ્હાય. ૩૩

## આગળના વખતમાં હિંદુસ્તાનમાં લક્ષ્મી કેવી રીતે હતી તેમજ પરદેશમાંથી લક્ષ્મી કેવી રીતે આવતી હતી તે વિશે.

## કવિત.

ઠણણ ઠણણ કોઇ દામ ઠમકાર કરે,
ધણણ ધણણ કોઇ ધામમાં ધમકતી;
ઝણણ ઝણણ કોઇ ગેહ માંહિ ગાજતીને;

તડિતના તેજ જેવી ચપળ ચમકતી.
ખણણ ખણણ હિંદુ દેશમાંહિ ખળકતી,
ધમ ધમ ધમ ઘણે એક ધમકતી;
હડ હડી હિંદુ તણી હરી પ્રાયા હાલી હવે;
યુરોપમાં ઇંદિરાની જુવાનીઝ મકતી. ૩૪
ધરેંકટ ધરેંકટ નાદ નોબતના વાજે અતી,
સણણ સણણ સરણાઇ ઘણી વાજતી;
ગણણ ગણણ ઊંઘ આળસનો ઉડી જાય,
ખણણ ખણણ એમ દધી સુતાનો ગાજતી;
ભણણ ભણણધન અવર દેશેથી આવે,
ડમ ડમ ડમ એમ ડમરૂથી છાજતી;
ઢમ ઢમ ઢમ ઢગ ઢોલના અવાજ થાય,
અમરચંદ કહે એમ લખમી વીરાજતી. ૩૫

## અંગરેજ લોકોના વાજા વિશે.

કટ કટ કટ અને ખટ ખટ સોર થકી,
સરર સરર કેક વાજાં રૂડાં વાગે છે;
ઝટ ઝટ ઝટ હિંદુ ભાયો મહી નહી જાગ્યો.
ખળળ ખળળ એથી સીંધુસુતા ભાગે છે,
તટ ફૂટ ઝટ લીએ હુન્નરથી હરી રમા
ઝળળ ઝળળ જેની જોત અતી જાગે છે.
ભણણ ભણણ કરી ભાગો ન અમરચંદ,
અરર અરર એથી અંગે ઘાવ લાગે છે.

## સવઈયા

લાખ દઇ જન લાખ ચહે નહી લાખથી લાભ ન જાણ જસારે,

લ્હેર તજી નર લેરગ્રહ્યો નહીં લેરથી લેશ નહી સુખ આરો;
લોહ ધંધો તજ લોહ ગ્રહ્યો નહિં લોહ ધંધે ગણુ દુખ ઘણેર
હામ ધરોજન દેશિ હવે બહુ કામ કરો સહુ ઉદ્યમ કેરાં
સાર તજી નર શારગ્રહે નહિ શાર ગ્રહે નથી સુખ જરાયે
કંસ મટી નર કકસ બન્યા બહુ કકસ થયે અથી ખેદ ખમા યે
ખાંડ લીવીન દુરેજ કરી નર ખાડય પડે ખમશો દુખ ફેરા
હામ ધરો જન દેશિ હવે સહુ કામ કરો બહુ ઉદ્યમ કેરા.

## દોહરા.

ખંડ ખેતાબ દુરે કરી, ખડનો ગ્રહ્યો ન યાર;
બંગલેખ્યારજ પરહરી બગલાનો નહી ધાર.

## લલીત છંદ

અરર દેશિયો શું થશે હવે,
દધિસુતા ચળી હુન્નરે નવે;
જન સુસંપતો સર્વથી સજી,
કર ઉપાયજી હાથ છે હજી. ૪૧
સુહુન્નર તણા ગુણ ના લહયા,
ભર સમુદ્રમાં જાણ્યોછો વહયા;
લખિ લખી જનો વર્તમાનમાં,
ચિતવીયા બહુ વીર સાનમાં. ૪૨
સમ જાય છે ચેતજો સહુ,
અવર દેશના છે તરે બહુ;
ચળકતાં ઘણાં રૂપથી કર્યાં,
ધનદનાં ધનો તે થકી હર્યાં. ૧૩
રઝળતા થશો નાંહિં ચેતશો,

જળ પિધા પછી શોધ છે કરો;
મુરખ બાળને દે પ્રશૂ તજી,
દધિ સુતા ગઇ એમ આજજી. ૪૩
હુન્નર છોડિને હિંદુઓ ફર્યા,
ગરિબ સ્થિતીમાં આળસે કર્યા,
ભરમ ભૂતનો ઘાલિયો ઘણો,
અનુપ આશરો દેવિયૂં તણો. ૪૪
દિન નિશા તમે શેવમાં રહયા;
અવર શોધતે ચિંતના લહયા. ૪૫
સરસ એ થયા હુન્નરે નકી,
સમજ વાત એ હું કહું કથિ;
શિશુપણા થકી ઉદ્યમે ચઢયા,
ભણિગણિ પછી હુન્નરે મચ્યા. ૪૬

## ભુજંગી છંદ.

રહયા હાથ જોડી હવે કેમ વીરો,
ઘણા દુબળાને ઘણા તો અમીરો;
ગતી હુન્નરે જો હશે દુબળાની,
રમાહીન દીસે ન આભા કળાની.
અરે આજ કે'વાય છે વાત કેવી
નહી લેખણોથી લખી જાય તેવી,
થયા અંધ આપે છતી આંખ છે તો;
નકી હુન્નરેથી હવે દ્રવ્ય રેતો.
જુવોને તમારં બળ જોર કેવું,
તકી પારકી ચીજ માંથેજ રે'વું;

જદુનાથની વાત જોજો તમે તો,
હીથા દાખલાથી જમાનો ગમેતો;
મરી હામ હૈંગે ઘણીવાર પોતે,
લડયા વાર અઢાર ને સત્ર સોતે;
જરાસંઘનો કાળ આણ્યોજ અંતે,
અરે દુઃખ કેવુંજ વેઠયું મહંતે. ૫૦
ઘણું વાંદરાં એકઠાં જો થયાંતાં,
મળી રામ સાથે પુરી લંક ગ્યાંતાં;
સિતા ચોરનો કાળ આણ્યોજ અંતે,
અરે દુઃખ કેવુંજ વેઠયું મહંતે. ૫૧

## દોહરા.

કાળાગૃહમાં નાંખીયાં, દેવકી દંપતી બેય;
જાણુતો નહીં એ કોઇ દીન, કાળ સુજ શીર હેય.
કોઇ એમ કહી નવ શકે, કંસજ માર્યો જાય,
દેવકી દંપતી છુટિયાં, માર્યા કંસજ રાય, ૫૩
વળિ નૃપ નૈસધ દેશનો, દમયંતી છે નાર;
દીન એક દુખ ભોગવ્યાં, વળી સુખ મળીયાં સાર.
પથરે પથરે સદન પણુ, અંતે પુરૂં થાય;
સૌ જન સંપ સજો તમે, મળશે જગની માય.
કીડી જોર કરે કદી, મારે જઇને નાગ;
સદેશિ હુનર સજો, આળસનો કરિ ત્યાગ. ૫૬

## તોટક છંદ.

અંગમાં બહુ ભાત ધરો કબજે, રૂપ જોઇ પડે મનમાં હિમજે
પરદેશી તમે ધન નાંખિ લિયો, વળિ દેશિ થકી દ્રવ્ય લિયો

શિખવા તણી સોબ અને હઠિયો, બહુ રૂપવતી બનિ સાહરિયો
છિનવે કેક દામજ ચાકુ થકી, દિલ ધારવિ વ તજ સાખ્વિ નકી
કરિ કાતર પારવિના પ્રગટો, જરૂર થોડુક એજ કરે ગઢો.
હુન્નરેથિ કર્યાં હથિયાર ઘણા, મન મોહિત થાય ન કાંઇ મણા
પદમા ગઇ જો પરદેશિ કરે, નર દેશિ થયા હિન સૂહુન્નરે
પિસતોલ અને વળિ યંત્ર થકી, જરૂ એ લઇ જાયજ આજ નકી
નિજ જાત તણું અભિમાન તજો, નિત હુન્નર તત્વ શરિરે સજો
ખુરિવાતજ અમરચંદ કહે, જગમાં જબરો નર હુન્નર છે.

**હીંદુસ્તાનનો વરૂક્ષરૂપ ચીતાર કરી તે વરૂક્ષબંધ**

**મનહર છંદ.**

સરવ ગરવ તજી ઉધમે સનેહ ધરો,
જાગોને જરૂર હિંદુ દેશના નિવાશીયો;
બબકારા મય વૃક્ષ સુગંધ ભરેલ માંહી,
થવાને તુરત તાજુ તેડાવેલ ફ્રાંસીયો.
જનપર હુન્નરતો વીટીવળ્યો ચારેમેર,
મગન હુન્નરે થયા કમળાના આસિયો;
મન ખરા વિચારથી જાણોજ સ્વદેશિ જન,
તાઢા કેમ પડીગયા વેપારીને ચાસીયો

**વરૂક્ષ શાખાબંધ તથા અસિબંધ દોહરો.**

સજ ભજ તજ મમતા સહુ, કર હુન્નરપર પ્યાર;
હુન્નર પ્યાર રમા રહી રમા હુન્નરને પ્યાર. ૨૩

**વરૂક્ષ પાંખડીબંધ અંતરલાપીકા.**

રાકમ હીંદુ સમજો નહે, જર જાશે દુર દેશ;

ભારતખંડ ખાલી થયો, જદા હુન્નર પ્રવેશ. ૬૪
તન મનથી ઉલટ તમે, મત થૈ એકજ તીર,
મળશે કમળા કારમી, તાજો કર જર તીર. ૬૫
સજ્જન સાધક બુદ્ધિથી, હુન્નરનો કરિ સોધ;
કર હુન્નરિને રહાગતા, રમા થકી વિનોદ. ૬૬
બિન હુન્નર નર જે ફરે, નહીં બદામજ સુખ;
પરદેશી ધંધે તખત પ્યારા કર્યું કબુલ. ૬૭
રહ્યા હુન્નર બિન જો કદી, માઠી બુદ્ધિ ખોળ;
[illegible], ને થશું તરણા તોલ. ૬૮

## ચમરબંધ તોટક છંદ.

હુન્નરેથી વધેજ વિદ્યાજ ઘણી, હુન્નરેથી વધે હુશીયારી ઘણી
હુન્નરેથી વધેજ બુદ્ધિજ ઘણી, પુન્નરેથી વધે જન માન ઘણી

## ઘનાક્ષરી છંદ અંતરલાપિકા

સજ્યો હુન્નરનો જદા અંગ્રેજી જનોએ સંગ
આ સમય એતો જુઓ કેવા મોટા છે બહુ;
સકળ શાહુકારોને ને મહાન રાજાઓને
ખાલી બણાથી કીધા વીર વાત કેતી કહું;
એ ખાલી થવાનું મુખ એકજ હુનરહીન,
કારણ બીજું નથીજ એ જરૂર જાણો સહુ;
અમરચંદ કે નકી હુનરનો કામો કેતો
સોહેક બુધી ઊંડી પાર તેનોજ નલહું. ૬૯

## છપયનો ધનાક્ષરી છંદ શીખરબંધમાં.

સ
જ્યો હુન
રનો જ દાખ
ઘેજીજ નોએ સંગ
આ સમય એ તો જુઓ કે
વા મોટા છે બ હુ, શકળ સાહુ
કારોને નેમહાન રાજાઓને ખાલી
લખમીથી ફીખાવી ર વાત કેવી કહું, એ
ખાલીથવાનું મુખ્ય એ ક જ હુનરહીન કાર
ણુબીજુનથીજએ જરૂર જાણો સહુ; અમરચંદ
કે નથી હુનરને કામો કે વો; સોધક બુધીછે વળીપાર
તેનો જ નલહુ
નીચેના છપયના ઉતરના શબ્દનું અનુક્રમે વાંચવાથી
સહુ જનોએ હુનર કરવો જેથી લખમી રેહે-
શે એવો અર્થ નીકળે છે.

## અંતરલાપિકા એકાને કોત્તર મીશ્ર છપઈ.

| પ્રશ્ન | ઉત્તર |
| --- | --- |
| ૧ ચડે સરાણે શસ્ત્ર તેહ નામ શું કહિયે, | ૧ સ જે |
| ૨ કહો કેનાથી જોર વધારે જરી ન લહિયે | ૨ હુ વિ |
| ૩ વાજુનમાં કરી રમત પેટ ભેદે શું નામજ, | ૩ હુ લ |

આંગળી બાર સુંહાડ નામ નાચી સુબામજ
ઠામ સજે નર તેશું કહે મુવા પુછવા કેશુ થશે
અમરચંદ એ નામની નકી કુનરને ઉપમા વશે.

ઘનાક્ષરો છંદ.

અશ્વગતિ ભેદ તથ કમળબંધ.

કુનરનું થયું રાજ રમા ન રહી જરાજ
હીંદુ દેશ માંહિ આજ કેવું વીર કીધું છે, કાજ
ધર્યો ભર્તખંડ આજ ડંકા દેવળે દીધાજ;
પડયા આળસ માંહીજ કુનરે ચડયા નહીંજ,
કરો કુનરનાં કાજ રાયારૂપી બાઓ બાજ
કગુણ કમકતીજ બુદ્ધિ ભેદ આવો આજ,
અમરચંદ સમજ આદરો ઉદ્યમ કાજ;
લાવો લખમીને આજ પકડી મુલકમાંજ. ૭૨

પઈસા વધારવાનો ઉપાય મનહર છંદ.

મોટા મોટા શેહેરમાં રચાવો કુનર શાળાઓને
રાખો તેમાં શોધી શોધી કુનરીજ જનને;
આદ રાખે અંતરમાં મોટા મોટા લોક નિત્ય
રંજન કરેજ એવી ધની તણા મનને
નવીન કળાની ચીજ ઉપજે અનેક એમાં,
સારી રીતે ચાલે કામ હામ રહે તનને;
અમરચંદ થોડે થોડેથી જો ચાલે કામ;
ઝીકી ભરે કોઠાર અઠેક દાખે ચાનને. ૭૩

દોહરા.

વર્તમાનપત્રો રચે એવા શેહેરજ માંય,
માસીકને ચોપાનીયાં વિદ્ર કલમે કસાય.
તે લખવાને કારણે એક રહે વિદ્વાન;
મેહેર હોય મોટા તણી બનશે કામનીશાન

## હરિવિજય છંદ.

પુર માંહે પુર બજારથી વળી હુનરીનીજ સોધિકર ભેળા
ધીર ધરી અતી આપવી ધીરજ લક્ષ્મિપતી થકી રાખિશ મેળા
કાળનો હુનર દેખાવીને વળી પુરાતન તણા કાઢિ ઉખળા
અમરચંદ કહે કર એમજ તો વધે આર્ય જનો તણી વેળા.

દોહરો.

સભા ભરાએ સુભ રીતે અમલદારની મેહ;
વર્તમાનને માન દે એવી રાખવી ટેક. ૭૭
જો હુનર વધશે અતિ થાશે સુખ નીકંદ,
હર થકી આશિશ એટલી દેછે અમરચંદ. ૭૮
સુધારા સુબોધની નામે રચીયો ગ્રંથ;
અલ્પ સાર આનો કહ્યો છે મોટા બહુ પંથ.
ગોડલથી પશ્ચિમ દિશાએર દુર્ગ છે ગામ,
ત્યાં ભગવાન સુતે રહી કીધું છે આ કામ. ૮૫
સંપ કરીને સર્વજન ધીરે ધારો દંડ,
જેઠ સુદી અષ્ટમી કીધો પેહેલો ખંડ. ૮૬

સમાપ્ત.

# જાહેર ખબર

નીચે લખેલી બુકો આ સભા તરફથી નીચે લખેલે ઠ-કાણેથી રોકડી કીમતે કીફાયતથી મળશે.

| | |
|---|---|
| નવજીના ગરબા | સુધારા સુબોધ. |
| ઇંદ્રીયોનો સંવાદ | પ્રેમચંદ મોહન. |
| સુનાવળી નાની | મિત્રવીલાસ છપાય છે |
| સુકનાવળી મોટી | ખોડાજી વિશે કવીતા |

આ શિવાય અમારા છાંપેલા તથા મુંબાઇ અમદાવાદ રાજકોટ ગોંડળ વિગેરેની છાપનાં સંસ્કૃત તથા ગુજરાતી જથાબંધ તથા છુટક કીફાયત કીમતે મળશે. જેમણે જોઇયે તેમણે નીચે સહી કરનારને કાગળ લખવો નાટપેડ કાગળ લેવામાં આવશે નહી.

**અમરચંદ ભુખણદાસ**

મેગણી ગુણગ્રાહક સભાના સેક્રેટરી

મુ૦ મેગણી